૨૩૯

ગાયન રૂપી

# સીતાહરણ નાટક*

---o*o---

જુદા જુદા રાગમાં બનાવેલું તે

છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર

**माहादेव रामचंद्र.**

---



---

**અમદાવાદ**

ખાડીયાની ચોકી પાસે હિતેચ્છુ પ્રેસમાં મહેતાજી પી૦ ત્રિભુવનદાસના મકાનમાં જેશંગ મુળજીએ છાપ્યું.

---

સંવત ૧૯૪૧. સને ૧૮૮૫.

---

કિંમત ૩ ત્રણ આના.

કાપીરાઇટ.

श्रीगणेशायनमः

# સીતાહરણ નાટક ગાયન*

ઇશ્વરસ્તુતી.

છંદ છપ્પો.

અકલ કળે નહિ કોઈ, ગીરા ગણું ગણતાં હારી;
સકળ સુરગ્યા માહી, ન જોયા નીગમે ન્યાળી;
અગણીત કોટી અંડ, પંડમાં રાખ્યાં પાળી;
સ્થુળ સુક્ષમ વૈરાટ, વીશ્વે જન જુવે ભાળી;
ખગોળ ખપીગ્યાં રોમમાં, કોટી એકમાંહે સહી;
ગાયન ૧. ખલકપતીઓ અલખ લખ્યાઅ સુધી કોએ નહી. ૧

કુંડળીઓ.

ઓ કરતા આ વિશ્વના, ભરતા ભવના ઈશ;
હરતા અરજી સાંભળો, કહું નમાવી શીષ;
કહું નમાવી શીષ, રીસ તજજો રઘુનાથ;
રંગભીભીનીમાંહી, ઝાલજો આવી હાથ.
જોઇ મારાં કર્મ, રખે ડગ પાછું ભરતા;
ગાયન.૨.સુરભીવત્સ સમભાવ, રાખજોરે ઓ કરતા. ૧

—o✻o—

## अंक १. प्रवेश १ लो.

સ્થળ ગૌતમી તીર પંચવટી રામનો આશ્રમ.

પાત્ર.

લક્ષ્મણ..................વનમાં ફળ લેવા ગયાછે.
સમરાસુર..રાવણનો ભાણેજ વાંસના જાળામાં તપ કરેછે.
સુર્પનખા. સમરાસુરની આ ચાર દાસીઓને લઇને આવીછે.

લક્ષમણ વનમાં ફળ લેવા ગયાછે, ત્યાં એક વાંસનું જાળું દીઠું ને તેની પાસે એક તરવાર પડેલી જોઇને તે જાળાને કાપી નાખ્યું તો તેમાંથી એક અસુર કપાએ એટલે લક્ષમણ સોચના કરેછે. અરે આ તો મેં અધર્મ કર્યો! મેં કોઇ મહાનપુરૂષનો વધ કર્યો. અરે એ પાપ હું કયાં છુટીશ. અરેરેરેરે આજ આ શો જુલમ થયો. હું ભગવાન (રામ)ની આગળ સંભળાવું તો મને તે પાપમાંથી છુટવાનો કાંઇ રસ્તો બતાવશે. એમ ધારી લક્ષમણ ચાલેછે કે સુર્પનખા ચાર સખીઓ સાથે મહા સુંદર વેશ લેઇને આવેછે .

**સુર્પનખા**—(રાગ ઓખાહરણનો.)

સુણો વાત મારી ધરી ધીર, દીસોછો કોઇ મહા રણધીર;
હું તો કહુ છું સાચી વાત, તમને વરવા ઇચ્છુ સાક્ષાત. ૧
હું તો છુંરે કુંવારી જાત, સ્વામી ખોળુછું દીન રાત;
આજ ઇશ્વરે પુર્યા કોડ, મળી સરખી સ્વામીની જોડ. ૨
હવે ઝાલોને મારો હાથ, કરો દાસી ચરણની નાથ;
ભોગવો મન ગમતા ભોગ, હું તો નારી છું તમ જોગ. ૩

**લક્ષમણ**—તું તો સાંભળ મારી વાત, મારે માથેછે મોટો ભ્રાત;
તેને પુછ્યા વીના ન વરાય, જો આ સુરજ પશ્ચિમ જાય.૪
માટે ચાલ્ય તું લેણે ઠામ, કરશે આજ્ઞા તો કરીશ એ કામ;
મુજ ભાભી છે જાનકી ત્યાંહ, રહેછે પંચવટીની માંહ. ૫

એમ કહીને બન્નેજણ દાસીયો સહીત પંચવટીમાં આવ્યા.

---o✻o---

## પ્રવેશ ૨ જો.

સ્થળ પંચવટી રામચંદ્રનો આશ્રમ.

**પાત્ર.**

સીતા, રામ, લક્ષમણ, સુર્પનખા અને તેની ચાર દાસીયો.

(રાજા હું મેં કોમકા) એ રાગ.

લક્ષમણ—માહારાજાજી સાંભળો વચન કહું હું આજ;
તપસી કોઇ મારીયો મેં કીધું કુડું કાજ. ૧
પ્રાચ્છીત કયમ તે છુટીએ, તમો કહો મને રઘુરાય;
ઉપાય તે હું આચરૂં જેમ દોષ નીવારણ થાય. ૨
રામચંદ્ર—તપસી એતો નથી તું સાંભળ્ય મારા ભ્રાત;
અસુર તેં સંહારીયો એ વીપરીત સાચી વાત. ૩
ગદ્ય—એટલે સુર્પનખા ત્યાં આવીને વિનન કરેછે.

( રાગ સીતાજીના મહીનાનો. )

સુર્પનખા—સુણોરામચંદ્ર રઘુરાય માહારી એક વીનતી;
મને કામપીડા બહુ થાય ધીર રેહેતી નથી. ૧
આજ મળીયો છે ભરથાર મન માન્યો અહી;
માટે કરૂણા કરી મહારાજ પરણાવો સહી. ૨
અમો અબળાનો અવતાર અધમ અતી ઘણો;
સ્વામી વીના રઘુરાય લાગે અળખામણો. ૩
માટે કહો તમવીરને આજ વરે મને સર્વથા;
કહુ તમ આગે શું આજ દુઃખમારાની કથા. ૪
રામચંદ્ર—જા વરસે તને મુજવીર વીચારી મનમાં;
કાહાડય ઓળી આ વાર વેગે જઈ વનમાં. ૫
સુર્પનખા—મારા કર વીશે માહારાજ લખો તમો પ્રીતથી;
એતો વાંચી પછી એ વાર વરે મને પ્રિત્યથી. ૬
રામચંદ્ર—નવ અંકું તારા કર માંહે પત્નીવ્રત માહરે;
તું ઊભી રહે અવળી આજ લખું પીઠ તાહરે. ૭
ગદ્ય—એવું સાંભળી પીઠ ધરી એટલે રામચંદ્રજીએ પીઠપર લખ્યું કે ( એનું નાક કાપી નાખો એ કપટી છે) એટલે તે સુરપનખા ત્યાંથી ચાલીનેલક્ષમણ પાસે આવી કેહેછે.

રાગ ઓખાહરણનો.

સુર.—આવો છેલ છબીલા વીરે, વાંચો જે લખ્યુંછે તમવીરે;
પછે ઝાલોને મારો હાથ, મુજ જોગ મળ્યાછોનાથ. ૧

સ્વામી કરો ના ઝાઝીવાર જેવા તમે તેવી હુછું નાર્ય;
મારા પુન્યના પરવત ફળીયાં, આજ આપ આવી મળીયા. ૨

ગદ્ય—એવું સાંભળી લક્ષમણજીએ તેના બયડામાં વાંચી ને તરત ચોટલો પકડયો ને નાક કાપ્યું કે તેણે મોટી ભયંકર બુમ પાડીને પોતાનું ભયંકર સ્વરૂપધારણ કરયું. તે એવું કે ગધેડા જેવું મોંહોડું ને મોટા છુટાવાળ મોટા સ્તન ને મોટું વીકરાળ કાળુ સ્વરૂપ, લાલ જીભ્હાંને નાકે થી લોહી ચુવેછે. ને કાન કેહેડ સુધી લાંબા લબડે તેવું સ્વરૂપ કરી બુમો પાડતી નાઠી. ને લક્ષમણ રામચંદ્રજી ની પાસે આવ્યા એટલે રામચંદ્રજી લક્ષમણને કહેતા હવા.

( રાજા હું મે કોમકા ઓર ઇંદર મેરા નામ એ રાગ. )

રામચંદ્ર—સુણો હમારા બાંધવા હવે રહો તમો હુંશીયાર;
જુધ કરવાને આવશે કાંઇ રાક્ષસો આ ઠાર. ૧
કહેશે જઇને સુરફનખા ખર દુઃખર આગે જેહ;
વારે ચડી આવશે કાંઈ અપાર અસુરો એહ. ૨

ગદ્ય—એટલે રાક્ષશો કરમાં સહસ્ત્ર લઈને મોટો હોકારો કરીને આવ્યા ને કેહેવા લાગ્યા તેવામાં સુર્પનખા સર્વેના પેહેલી આવીને સર્વેને નાક બતાવે છે.

રાક્ષસો—અરે તમે કોણછો, અમારા જેવા સીધના વ-નમાં આવીને કેમ તોફાન કરોછો. હવે તમારા પ્રાણ હમો ખેંચી લેહશું.

રામચંદ્ર—હે દુષ્ટો તમારા જેવા અધર્મી જીવોનોહું કાળ છું.

રાક્ષસો—અલ્યા વીચારીને બોલ્ય તું તો મનુશ હમારો આહાર છે.

રામચંદ્ર—અલ્યા હે રાક્ષસો અહારતો નહી પણ તમોને મારનાર છું. હવે તમો જીવ્યાની આશા નવ કરશો. એમ કહીને બાણ ચડાવીને રામચંદ્ર મુકવા લાગ્યા ને રાક્ષસો પણ બાણગદાઓ તથા મુદગળો (મ-ગદળીયા) તે એક એકના ઉપર મારેછે ને હોકા

રા કરેછે એમ કરતાં તમામ રાક્ષસો મરણ પામ્યા ને પછી રામચંદ્ર, લક્ષમણ અને સીતાજી બેઠાંછે. સુર્પનખા ત્યાંથી નાઠી તે જઇને વળી બીજારાક્ષસો ને તેડી લાવેછે. ને રામચંદ્ર લક્ષમણને કહેછે.

( રાજા હું મેં કૌમકા એ રાગ. )

રામચંદ્ર—જા સીતાને લેઇને તું પીરા પરવત માંહે;
હવડાં અહીયાં આવશે કાંઇ અપાર અસુર આંહે. ૧
થાશે જુધ અતી ગણું તું સાંભળ મારા વીર;
રક્ષા કરજે સ્ત્રી તણી તું ધરીને મનમાં ધીર. ૨

ગદ્ય—લક્ષમણ સીતાને લેઇને ચાલ્યા કે રાક્ષસોને લેઇને સુરપનખા આવીને રામને બતાવ્યા કે યુધની તૈયારી થઇ. એકદમ બોલ્યા વીના રાક્ષસો આવીને રામના ઉપર તુટી પડ્યા ને મારવા મંડી ગયા કે રામે એક બાણે સર્વેને નાસ પમાડ્યા ને સુર્પનખા નાઠી તે લંકામાં ગઇ. પછી લક્ષમણ સીતાને લેઇને રામની પાસે આવ્યા.

———o✻o———

## अंक बीजो प्रवेश १ लो.

સ્થળ લંકાનગરમાં રાવણની સભા.

पात्र.

| | |
|---|---|
| રાજા .. ..... ..... .. | રાવણ. |
| પ્રધાન .. .... ..... .. | જંબુમાલી. |
| પુત્ર.... .... .... .. | ઇંદ્રજીત. |
| ભાઇ .. .... .... .. | વીભીશણ. |

તથા રાક્ષસો, સીપાઇયો તથા બીજા પુત્રો તથા બ્રહ્મા અને તેવીના અપછરાઓ નાચ કરી રહીછે, ગાન તાન થાયછે, રાવણના ઉપર ચામર થયા કરેછે. અને ઇંદ્ર હાર ફુલના લેઈને ઉભોછે. એવે સમે ત્યાં સુર્પનખા રૂધીરે ગળતી આવીને કહેછે.

( સુનરે કાલે દેવરે ) એ રાગ.

સુરપંખા—હાય હાયરે ભાઇ તું સાંભળ એક વચન,
તારી કાજે લેવા ગઇતી નારી રૂપ રતન;
તેના વરે કાપ્યા મારા નાશીકાને કર્ણ,
ખર દુઃખર શંબર ત્રીસીરા ત્યાં પમાડ્યા મર્ણ;
ધીકાર તારા બળને ને ધીકાર જે પ્રાક્રમ,
વીરૂપ કરી મુજને તું બેશી રહ્યોછે કયમ;
ગોદાવરીની તીરે રેહેછે પંચવટી માઝાર,
પુરૂષ બે છે મહા બળીયાને તેની પાસે નાર્ય.

રાવણ—સાંભળ્ય મારી બેની તને કહુંછું આણે ઠામ;
એ નારીને હરી લાવુંતો રાવણ મારૂં નામ.
શી ત્યાં શીછે તાહરે તું રહે સુખે આ ઠાર;
કાલે સવારે જઇને લાવું કરી યોધ સંહાર.

ગદ્ય—એમ કહીને રાવણ ત્યાંથી ઉઠીને પોતે હથીયાર સજીને આવ્યો તે જ્યાં મારીચ રેહેછે ત્યાં સમુદ્રની તીરે આવીને કહેછે.

( ન કર લાલ દેવ પ્રશનરાકે કલામ ) એ રાગ.

રાવણ—ઉઠોને એ મામા થાઓને તઇયાર,
કરો કામ વેહેલા કહું તે આ વાર.
રહ્યા રામ લક્ષમણ વન માઝાર;
હરી લાવવી મારે છે તેની નાર. ૧
તે માટે થાવો મૃગ તમેજ આજ,
ચાલોને જઇ વહેલું કરીએ કાજ;
મારી બેન ગઇતી સુરપનખા ત્યાંહે,
કાપી કાન નાશીકા તે આવીજ આંહે. ૨

મારીચ—અરે મુઢ એ તે શું બોલ્યોજ વાણ્ય,
જો જાવુંતો મારા હરી લે એ પ્રાણ.
સુબાહુ હણ્યો જેની વેળાએ સાર,
ઝપટથી હું આવી પડયોછું આ ઠાર. ૩

એના બાણ કેરોછે મહા મહીમાય,
સુણો રાય હું તો ન આવુંજ ત્યાંહ.

( સુણરે કાલે દેવ તું સુણ હમારી બાત ) એ રાગ.

**રાવણ**—વચન એ શું બોલીયા તમો આજે મારી સાથ,
નહી આવો જો ત્યાં સુધીતો મારીસ મારે હાથ. ૧
પ્રાણ કહાડીશ હું પલકમાં જો નહી કરો આ કામ,
આ વેળાએ મોકલીસ હું કૃતાંત કેરે ધામ. ૨

**મારીચ**—સાંભળ્યા મારા ભાણીયા હું આવીસ કરવા કાજ;
એ મુઓ મૃગ ત્યાં થઇને ચરવા જઇશ આજ. ૩
મારી પાછળ આવશે એ હણવા માટે જ્યાંહ;
હરણ કરીને લાવજે તું સીતા લંકા માંહ.

ગદ્ય—એમ કહીને બન્ને જણ ચાલ્યા ને પંચવટીમાં આવ્યા.



## પ્રવેશ ૨ પ્રારંભ.

### સ્થળ પંચવટી તથા સીતાનો બાગ.

રામ, લક્ષમણ, સીતા, મૃગ તથા જોગીને વેસે રાવણ,
છાયા સીતા વગેરે.

પ્રથમ મૃગ બાગને વીસે ચરવાને ગયો છે ને સીતાજી પણ ફુલ વીણેછે. તેમના જોયામાં આ મૃગ આવ્યો કે તુરત તે રામચંદ્રની પાસે આવીને કહેવા લાગ્યાં.

(ઉધવ નંદનો છોરો તે નમેરો થયોજો.) એ રાગ.

**સીતાજી**—સુણો શ્યામ મારી વાત તમો આ ઘડીજો;
પેલો મૃગ જુવો કેવી એની દેહ ઘડી જો. સુણો. ટેક
અંગ કંચન સરીખું એનું સોભતું જો;
ખુરા મણીમય જોઇ મન લોભતું જો. સુણો. ૧
ઉઠી હણો એને આજ ચર્મ કારણે જો;
ચોળી કરાવો મહારાજ જાવું વારણે જો સુણો. ૨

**રામ**—એ શું બોલી સતી આજ વેણ પાપનું જો;

પશુવધ કરવું કામ નહીં આપનું જો. એ શું. ૩

**સીતા**—તમો પાપથી ડરોછો સ્વામી માહારા જો;

તો કેમ રણમાંહે જીવ ઘણાના હર્યા; જો સુણો. ૪

**રામ**—એ તો આવ્યા હતા હણવા સર્વ આપને જો;

હણે તેને નવ ગણીએ હણતાં પાપને જો. એશું. ૫

**સીતા**—જ્યારે રમવાને નીકળતા હરી વંનમાં જો;

ત્યારે કયેમ નહોતા ધરતા દયા મનમાં જો સુણો. ૬

ગદ્ય—એવું સુણીને રામચંદ્ર લક્ષ્મણજીને કહેતા હવા.

(અરેઓ પરી જાદ ઓ બેસુવા) એ રાગ.

**રામચંદ્ર**—અરે વીર મારા સુણો એક વાત,

મુકીને ગયા તો થસે ઉતપાત. ૧

હું જાવુંછું હણવાને મૃગ આણીવાર,

સીતા પાસે રહેજો તમો નીરધાર. ૨

ન જાસો કહી મુકી સ્ત્રીને આઠાર,

કરેછે અધરમી અસુરો અપાર. ૩

સુનું દેખીને આવશે આણે ઠામ,

હરી જાય સ્ત્રીને બને ખોટું, કામ. ૪

**લક્ષમણ**—નહી જાવું વીરા હું કોઇજ ઠાર,

તમો આવશો ત્યાં સુધી નીરધાર. ૫

સુખે મારીને મૃગ લાવો આ ઠામ,

કરોને તમો વેહેલું મહારાજ કામ. ૬

ગદ્ય—એવું સાંભળીને રામ, સીતા તથા લક્ષમણને મુકીને ધનુશબાણ લેઇને મૃગ મારવાને ચાલ્યા. જેવા બાગમાં ગયા કે પેલા મૃગે નાસવા માંડયું રામ તેની પછવાડે દોડા છેટે જઇને મૃગને માર્યો કે જ્યાં પેલો રાવણ બેઠોછે તેણે બોસ નાખી કે ઓ લક્ષમણ તું ધાજે મને ભીડ પડીછે એ સબ્દ સીતાજીને કાને પડયો.

(રાગ ઓખાહરણનો.)

**સીતાજી**—અરે વીરા સુણોને મારી વાણ્ય,

શબ્દ કરોછે તમ વીરે જાણ્ય. અરે વીરા. ટેક
આ રતનાદે પોકારે છે એહ,
એમાં નહી વીરા કાંઇ સંદેહ. આરત. ૧
જાવો વીરા હવે તમો તે ઠાર,
લ્યોને તમો કરમાં હથીયાર; જાવો. ૨
લક્ષમણ—અરે માતા ધીર રાખોને પ્રાણ,
એ તો શબ્દ કોઈ કપટી જાણ્ય. અરે. ૩
સહસ્ત્ર ચતુર દસ યોધા જો આવે,
એક વાર રામ બાણ ચઢાવે; સહસ્ત્ર. ૪
તમને મુકીને જવાય ન આજ,
હરણ કરી કોઇ લે મારી લાજ. તમને. ૫
હવે રઘુવીર આવશે માત,
મૃગ ચર્મ લેઇને નીજ હાથ. હવે. ૬
આગન્યા ભંગ કરી ન જવાય,
જો રવી પશ્ચીમ ઉગે માય. આગન્યા. ૭
ગદ્ય—એવું સાંભળીને સીતાજી ક્રોધમાં લક્ષમણને હૃદયભે
દક વચન કહેછે.
(અરઓ પરી સભ્ભ ઓ પે શુવા એ રાગ.)
સીતાજી—સુણોને દીયરજી, કહું આણીવાર.
કપટ દીસેછેજી, મન મોઝાર ૧
મનમાં જે જાણ્યું છે, તે નહીં થાય,
સતી નાર્ય પારકા હાથે ન જાય. ૨
સાચું જાણતી હું તો તમનેજ મન,
જડયું પારખું સર્વ આજેજ દન. ૩
મરે રામ તો હાથ આવેજ નાર્ય,
અરેઆત એવો છે મન વીચાર. ૪
એવું સાંભળીને લક્ષમણજી ઉભા હતા તે એકદમ મુ
ર્છીત થઇને ભોય પડી ગયા ને થોડીવારે સાવચેત થ
ઇને ગદગદ કંઠે બોલે છે.

(રાગ ઉપરનો)

અરે માત એ શું બોલ્યાછો વચન,
કહોને હમ્યો છું હું કોઇજ દન. ૧
કરૂંછું સેવા દાસ થઇને સદાય,
જાણીને તમોને હું માતપીતાય. ૨
તથાપી કહોછો આ વજ્ર વચન,
પાડું હું હવે રામ આગળ તન. ૩
રએ પર્ણકુટીથી જતાજ બાર,
હમો આવશું એક ક્ષણમોઝાર. ૪
જે આવે કપટથી તમારીજ પાસ,
પેસે આ લીટીમાં તો થાજોજ નાસ. ૫

ગદ્ય—એમ કહીને લક્ષમણ ધનુસ્યની લીટી દોરે છે. ને જાયછે. એટલે થોડીવારે રાવણ આવેછે સન્યાસીને વેસે વા જોગીને વેસે. તે આવીને ભીક્ષાનદેહી એમ કહીને ઉભો રહેછે. એટલે સીતાજી આવીને બારણાથી માહી ઉભા રહીને કહેછે.

રાગ સીતાજીના મહીનાનો.

સીતાજી—તમો સાંભળોને મહારાજ, કહું નામી શીરને,
હવે આવવાદ્યોને આજ, રામ રણધીરને. ૧
પછી કરાવીશ ભોજન, તમોને ભાવતાં;
એસો વાર નથી મહારાજ, હરીને આવતાં. ૨
જોગી—નાહી કરતે ભોજન કયાંહી, હમો પરહાથકા;
એક રૂપટી અન્નમાં કામ, કયા હે રઘુનાથકા. ૩
જો દેના હોવ સો દ્યો હમકું, નારી ઇસ ઘડી;
નહિતો જાયગે દુસરે દ્વાર, ખલક સારી હે પડી. ૪
સીતાજી—અલ્યા છે કોઇ કપટીરૂપ, જોગી તું તો નથી;
તારાં વેણ મુરખનાં આજ, જણાયછે સર્વથી. ૫
જોગી—અરે હરહર કરો આવાર, બચન એ કયા બોલીયાં;
હમ જોગીકું કહો એમ, દીસોછો ઓલીયાં. ૬

દેદો ફળજળ હોય તો આપ, ચલે હમ જાયંગે;
કયું પીછે તમારી પાસ, ઇહાં નહિ આયંગે. ૭

એમ સાંભળી સીતાજીએ મનમાં જાણ્યું જે આ રા વણ મારૂં હરણ કરવાને આવ્યોછે માટે મારે છાયારૂપ ધારણ કરવું પડશે. એમ કહીને મઢીમાંથી ફળ લેઇને છાયારૂપ ધરતાં આવ્યાં ને જેવાં તે જોગીને ફળ આપ વાને હાથ પેલી લીટીથી બહાર કહાડેછે કે જોગીએ એક દમ હાથ ઝાલીને એંચી લેઇને ચાલવા માંડ્યું તેને શોક માં પુછેછે.

**સીતાજી**—(રાગ ઓખાહરણનો.)

અરે દુષ્ટ તું છે કહે કોણ, કેમ ઝાલેછે મારો પ્રાણ;
આવ્યોછે માગવાને અન્ન, તારૂં કપટ થયું શું મન. ૧
તું માયાવી છે કોણ ભુર, કોઇ દેવ દાનવ છે અસુર;
મને કહી દે વહેલો આ દીશ, કે શું તુંતે કહાવે દશ શીષ. ૨

**રાવણ**—મારૂં રાવણછે સુણ નામ, તને લેવા આવ્યો આ ઠામ;
ક્યાં ગયાછે લક્ષ્મણ રામ, મારે કરવો એથી સંગ્રામ. ૩

**ગદ્ય**—એમ કહીને રાવણે પોતાનું રૂપ ધારણ કર્યું. એટ લે સીતાજીએ તેને ઓળખ્યો અને પછી સીતાજી મહા શોકે રૂદન કરવા લાગ્યાં. અરે ઓ લક્ષ્મણ તમે પાછા આવો મને આ દુષ્ટ હરી જાયછે.

હાયહાય! ઓ રઘુપતી મ્રગને નથી મારવો, પાછા આવીને આ દુષ્ટથી મને છોડાવો.

——o@o——

# પ્રવેશ ૨ જો.

**સ્થળ વન.**

**પાત્ર**—જટાયુ, સીતા, રાવણ અને તેનો રથ.

રાવણ જેવો લેઇને જાયછે કે જટાયુ પક્ષી તેને સા મો આવ્યો ને તે રાવણને પાંખો તથા ચાંચવડે મારવા

લાગ્યો રાવણનો રથ ભાગી નાખ્યો તથા ઘોડાને મારી નાખ્યા ત્યારે રાવણ કહેછે અલ્યા હે પક્ષી જો તું તારૂં મરણ મને ન બતાવે તો તને રામની આણ છે એમ સાંભળી જટાયુએ ત્યાં પાંખો બતાવી એટલે રાવણે તેની પાંખો તોડી નાંખી ને પછી નાંખી દીધો. સીતાજી જટાયુને કહે કે હે ભાઈ તારૂં કલ્યાણ થશે અને તને રામચંદ્રજી મળશે પછી રાવણ સીતાને લેઇ ચાલ્યો.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ લંકામાં અશોક બાગ.

**પાત્ર**—રાવણ, સીતા, ત્રીજટા તથા રાક્ષસો.

સીતાજીને અશોકબાગમાં બેસારીને રાવણ બોલ્યો. હે ત્રીજટા તું આ સીતાની પાસે રહેજે, ને તેની પાસે કોઇને આવવા દેઇશ નહી એમ કહીને પોતે ચાલતો થયો. હવે સીતાને ત્રીજટા કહેછે.

(રાગ સીતાજીના મહીનાનો.)

તમો છાનાં રહો મોરી માત, ધીરજ મનમાં ધરી;
કાલે આવશે અહી રઘુનાથ, સમુદરને તરી. ૧
કરશે રાવણકેરો કાળ, થોડીએક વારમાં;
બાઇ ખબર આવશે આંહી, સુણોને સવારમાં. ૨
**સીતાજી**—બાઇ શુંરે કરૂં હું વખાણ, સ્વામીના રૂપનું;
મુખ જોઈ રહેછે ભાણ, રઘુકુળ ભુપનું.
મને ક્યારે મળશે બાઇ, અવધનો રાજીયો;
દુષ્ટ સુનું દેખીને સ્થાન, મને લેઈ આવીયો ૪
અરે ક્યારે હશે રઘુનાથ, દીયર શું કરશે તહાં;
મારી કરવાને પુરી શોધ, ફરશે વન જ્યાં તહાં.૫
મારા કોણ જનમનાં પાપ, આવીને આ જાગીયાં;
કહ્યાં સાધુ દીયરને વચન, તે પ્રાયશ્ચિત લાગીયાં.૬

બાઇ રહેતી નથી મને ધીર, રઘુવીર સાંભળે;
હવે કરૂં શોરે ઉપાય, સ્વામી ફરીને મળે. ૭
હાય આ શું થયું આ દીન છેટું પડ્યું નાથનું;
હુંતો શુંરે દેખીશ હવે દુઃખ, દુષ્ટના હાથનું. ૮
મને કરશે કદાપી આળ, અસુર આવી જે ઘડી;
મારે દેવો પડશે શ્રાપ, તેને ક્રોધે ચડી. ૯

ગદ્ય—એટલામાં ત્યાં રાક્ષસો મોટા હાથમાં ગેડા તથા ધનુષ્યો લેઇને આવેછે ને સીતાજીની પાસે આવીને ઉભા રહેછે એટલે ત્રીજટા તથા સીતાજી બન્ને બોલતાં બંધ થઈ જાયછે.



## પ્રવેશ ૫ મો.

સ્થળ પંચવટી.

**પાત્ર**—રામ લક્ષ્મણ મૃગને મારીને આવ્યા તો આશ્રમ માં કોઇ ના દીઠું તેથી સોધાસોધ કરી રહ્યાછે ને રામ લક્ષ્મણને કહેછે.

ગદ્ય—અરે ઓ લક્ષ્મણ સીતા ક્યાં; તું મને સાચું કહી દે. તું ક્યાં મુકીને અહી આવ્યો છે એને કોઇ હરી ગયુંછે કે શું. ચાલ ચાલ વનમાં કોઇને પુછી જોઇએ અરે ઓ જનકસુતા તું ક્યાં ગઇ, કેમ બોલતી નથી જ્યાં હોય ત્યાંથી અહીયાં વહેલી આવ્ય, અરેરે આ શું થયું. ઓ ચંદ્રમુખી સ્ત્રી તું ક્યાં સંતાઈ છે મને તારા વીના ધીરજ રેહેતી નથી. હવે ઘણીવાર થઇ તારા કમળના જેવા મુખારવિંદનો મને દેખા દે ને આ મૃગ તારે માટે હું લાવ્યો છું તે તું જો. હાયહાય ઓ લક્ષ્મણ આ તો કોઇએ જુલમ કર્યો નહીતો જાનકી બોલ્યા વિના રહે નહિ અલ્યા ઓ વૃક્ષ પાષાણો તમોએ સીતાને દીઠી હોયતો કહો. એ ક્યાં ગઇછે. અરે આતે કેમ કોઇ

બાલતા નથી. મેં તમારૂં શું બગાડયું છે. અરે દુઃખ વખતે મીત્ર હોયછે તે પણ શત્રૂ થઇ બેસે છે. હાયહાય હવે હું ચંદ્રમુખી મધુર ભાષણી સ્ત્રી કયાં દેખીશ. આ શો જુલમ થયો. ઓ વીર ચાલ્ય આપણ શોધ કરવા જઈએ એમ કહીને ચાલેછે.

સ્થળ.

(જટાયુનો મળાપ.)

રામચંદ્રને લક્ષમણ બન્ને જણા ચાલ્યા જાય છે કે મારગમાં જટાયુ માંસના પીંડ જેવો પડેલો દીઠો તેને જોઇને લક્ષમણે બાણ ચઢાવ્યું કે પેલો જટાયુ બોલ્યો.

(અરે કોણ હે તું તેરા કયા હે નામ) એ રાગ.

જટાયુ—કહો કોણ છોજી તમો રઘીણર,
સ્યું કામ મુજને આ મારોછો તીર. ૧
રામચંદ્ર—અરે ભાઈ તું કેમ પડીયો છે આં,
કહે સાચું તારી ગઇ પાંખ કયાં. ૨
જટાયુ—સુણો વીર કહું તે હું સત્ય વચન,
લેઇ કોઇ નારી ગયો દશ વદન. ૩
તેની સાથે કીધું મેં યુધ આ ઠાર,
મારી અસ્વ રથ ભંગ કીધો તે વાર. ૪
ફોડયું શીષ ને કાપ્યાં ધનુશ બાણ,
ત્યારે મને તેણે દીધી રામ આણ. ૫
મને દશ શીસે પુછ્યું મર્ણ જેહ,
પાળી રામ આણ બતાવ્યું મેં તેહ. ૬
તેથી પાંખ તાડી મારી સુણો રાય,
નહીં તો શું એ મારી સામેથી જાય. ૭

(રાજા હું મે કોમકા ઔર ઇંદ્ર મેરા નામ) એ રાગ.

રામ—અરે વીરા ઓ માહરા તું કહી દે મુજને વાત;
રામ નામ છે માહરૂં તું સાંભળ્ય મારા ભ્રાત. ૧
એ નારી છે માહરી સત્ય તને કહુંછું અહી,

કોણ દીશાએ લેઇ ગયો એ કહેને મુજને આંહી. ૨

**જટાયુ**—દક્ષિણ દીશે લેઇ ગયો સીતાને દસ શીષ,

તમને મળતાં સુધી રહ્યો એ મને દીધી આશીષ. ૩

**રામચંદ્ર**—કલ્યાણ થાશે તાહરૂં તું સાંભળ્યને આ વાર,

વૈમાન બેસીને જજે તુતો સ્વર્ગ તણે મોઝાર. ૪

ગદ્ય—એમ કહીને રામ ગયા કે વૈમાન આવ્યું તેમાં બેસીને જટાયુ ચતુરભુજા થઇને ગયો.

——o⁂o——

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ રૂષી મુખ પરવત.

**પાત્ર**—સુગ્રીવ, હનમાન, નળ, નીલ, જામ્બુવાન, રામ અને લક્ષમણ.

ગદ્ય—રામ લક્ષમણ પંપા સરોવરની તીરે બેઠા છે તે સમે રામ, લક્ષમણના ખોળામાં માથું મુકીને સુઇ રહ્યા છે ત્યાં એક વડ છે. તે ઉપર હનુમાને ચઢીને એક ડાળુ નાખ્યું તે ડાળુ રામે બાણ મુકીને ઉડાવી દીધું એટલે હનમાન આવીને પગે લાગ્યા ત્યારે રામ બોલ્યા.

(રાગ ઓખાહરણનો.)

**રામચંદ્ર**—કહે વીર તુંતો છે કોણ, તે તું કરને મુજને જાણ;

**હનુમાન**—સુણોને હુંતો છું કપીજન, રહુંછું હમો પાંચ આ વન. ૧

છે સુગ્રીવ હમારો રાય, અઢાર પદમ જેની સેન્યાય;

પેલા રૂષીમુખ પર્વતમાંહે, ચાલો આવવું હોય તો ત્યાંહે. ૨

તમો કેમ આવ્યાછો આ વન, કેમ નીર ભરોછો લોચન;

મારા સમ કહો સાચી વાત, અથ ઇતી દુઃખની ખ્યાત. ૩

**રામ**—સુણય વીર કહુંં તને વાત, મારે થયો છે મહા ઉતપાત

મારી પત્ની મહારૂપ નીધાન, કોઇ હરી ગયોછે નાદાન. ૪

તેને ખોળવાને આ વાર, હમો આવ્યા આની ઠાર;

**હનુમાન**—એતો સાચી મળીછે વાત, નારીનાં ચીરછે હમ હાથ. ૫

હમને દેખીને નાખ્યાં જેહ, મેં લેઇ મુકયાં છે તેહ;
આવો તમો બન્ને મારી સાથ, હું તો આપું તમને હાથ. ૯

ગદ્ય—એવું સાંભળીને રામ લક્ષમણ તેની સાથે ગયા ને રૂષી મુખ પરત ઉપર સર્વેને મળ્યા.

ગદ્ય—હનુમાન સુગ્રીવને કહેછે.

(સુણરે કાલે દેવરે તુમ સુનો હમારી બાત. એ રાગ.)

હનુમાન—માહારાજ સાંભળોને તમો હમારી વાત;
આ રામ લક્ષમણ માહા બળીછે, રામ જગતના તાત. ૧
માટે મીત્રી કીજીએ કાંઇ કપટ રહીત એ સાથ;
કીસ્કંધા નગરી ફરીને આવે આપણી હાથ. ૨

સુગ્રીવ—લેને વચન તું માહરૂં ભાઈ કરને તું એ કામ;
તું લાવ્યો તે માટે તારા જેવા લક્ષમણ રામ. ૩

હનુમાન—પધારોને પ્રભુ હવે બોલાવે સુગ્રીવ રાજ;
મીત્રાઇ કરશો તે તણી તો સરસે સર્વે કાજ. ૪

ગદ્ય—રામને જોઇને સુગ્રીવ ઉઠીને પગે લાગીને કહેછે.

(રાગ ઉપરનો.)

સુગ્રીવ—કોણ દેશના ભુપછો, કેમ આવ્યા આણે ઠામ;
ઉદાસી કેમ આટલી, મને સાચુ કહો શ્રી રામ. ૫

રામ—પત્ની માહરી હરી ગયો, કોઈ અસુર આવી નીરધાર;
તેની સોધને કારણે, હમો આવ્યાં આણે ઠાર. ૬

સુગ્રીવ—સોધ મંગાવી આપસ્યું, હમો વમને આણે ઠામ;
કરી કૃપા કરવું પડશે, પ્રભુ હું રંક કેરૂં કામ. ૭
વાળી બંધુ માહરો છે, કીસ્કીંધા મોઝાર;
મુજને કહાડી વન્ન વીશે ને ભોગવે મારી નાર્ય. ૮
તેને મારી રાજ નારી, જો અપાવો શ્રી રામ;
જીવતદાન મને આપીયું, કરૂં દાસ થઈ તમ કામ. ૯

(રાજાજી તો સો ગએ.) એ રાગ.

રામ—સુણો રાય કહું એટલું, તમો કરો તેથી સંગ્રામ;
હાર્ય વખતે મુખથી કપી, કહેજો ઓરે શ્રીરામ. ૧૦

શબ્દ સુણીને તેહને હું મારીશ ક્ષણની માંહે;
કપટ કરૂં જો એ સમ તો ગુરૂ આણછે આંહે. ૧૧

**સુગ્રીવ**—કામ થાયજો માહરૂં આવે નારીને વળી રાજ;
બ્રહ્મ હત્યા મુજ શીર વીશે જો નવ કરૂં તમ કાજ. ૧૨

ગદ્ય—એમ સામા સામી વચન આપીને પછી બેઠા છે, એટલે હનુમાનજી લુગડાં સીતાજીનાં લેઇને રામને આપેછે. તે વખતે રામચંદ્રજી લુગડાં જોઇને ઉદાસી થઇ જાયછે ને સુગ્રીવને કહેછે. હે ભાઇ હવે તું જા ને તારા ભાઇની સાથે જુધ કર્ય હું પણ ત્યાં આવુંછું. એવું સુણી સુગ્રીવ ચાલ્યો.

——0✻0——

## પ્રવેશ ૭ મો.

સ્થળ રૂષી મુખ પરવતનો દેખાવ ને કીસ્કંધાની ભાગળ.

**પાત્ર**

સુગ્રીવ, વાળી, નગર લોક, રામ લક્ષમણ હનુમાન, નળ, નીલ, જામ્બુવાન, તારા વાળીની નારી, અંગદ વાળીનો પુત્ર. એ વગેરે.

પ્રથમ સુગ્રીવે આવીને એકદમ હોકારો કર્યો કે થોડીવારે વાળી પણ હાથમાં ગદા લેઇને, કાછડો વાળીને આવ્યો, કે સુગ્રીવને દેખી એકદમ તેના ઉપર ગદાનો માર મારવા લાગ્યો ને સુગ્રીવ પણ તેને મારવા લાગ્યો સામા સામી બન્નેનું યુધ થયું. ને પછી મલ્લ યુધ થયું તેમાં સુગ્રીવ હાર્ય પામવા લાગ્યો એટલે સુગ્રીવે (ઓરે રામ) કહ્યું કે રામે બાણ મુકયું તે વાળીને વાગ્યું એટલે વાળી પડયો ને સુગ્રીવ ઉઠયો ને રામ, લક્ષમણ, નળ, નીલ સર્વ જામ્બુવાન સુધાં તેની પાસે આવ્યા, વાળી એ રામને ઓળખ્યા તેથી કહેવા લાગ્યો.

રાગ પ્લવંગ છંદ.

(છત્રે થાતી છાય છડીધર છાજતા)એ રાગ.

વીશ્વપતી રઘુનાથ, કર્યું શું કામ આ;
મુજને છાંનો માર્યો, ધરી ન કાંઇ દયા. ૧
હારીને નીજ ધર્મ, કામ આ આચરયું;
વા'લા સુગ્રીવે એવું, કામ કો શું કરયું. ૨

ગદ્ય—એટલામાં ત્યાં તારા રાણી તથા તેનો પુત્ર અંગદ બન્ને આવેછે. ને ત્યાં આગળ રૂદન કરેછે.

(રાગ ઓખાહરણનો.)

તારા—મારા સ્વામી આ શું કરયું કામ,ગયા મુકીને સુની ભાંમ;
ગયા પ્રાણપતી તમો કયાંહે, બોલો મારા સામું તમો આંહે. ૧
મારા સુખ દેયણ ભરથાર, તમો બોલોને એકજવાર;
મારા અવગુણ મન નવ ધરશો,હમો અબળાની માફી કરશો. ૨
તમ વીના ન મારાથી રહેવાય,મેહેલ માળીયાં ખાવાને ધાય;
મને પૃથ્વી તે ભારે લાગે, નાથ વીનાની લાહો જાગે. ૩
સ્વામી વાર્યા હતા મેં આજ, નવ જાસો જુધને કાજ;
તોએ નવ માન્યું રે નાથ, તમો ગયા સ્વરગે સુર સાથ. ૪

(રાગ ઉપર પ્રમાણે.)

રામ—સાંભળ તારા તું મારી વાણ્ય, આ દેહી તો મીથ્યા જાણ્ય;
તેમાં જીવ એ છે અવીનાસ, તું તો સાને કરીને તપાસ. ૫
માટે શોક સતી તું છાંડ, હવે સુગ્રીવથી ઘર માંડ;
તુંને પાપ નહી વળગે લગાર,મુજ વચનથી કર્ય એ આચાર.૬

ગદ્ય—એવું સુણીને સુગ્રીવે વાળીનું શરીર બાળી મુકયું ને પછી કીસકંધાનું રાજ્ય કરવા લાગ્યો.

———o✱o———

# પ્રવેશ ૮ મો.

સ્થળ રૂષી મુખ પરવત.

પાત્ર—રામ, લક્ષમણ, હનુમાન, સુગ્રીવ, અંગદ, જાંબુવાન વગેરે વાનરોની સૈન્યા.

(રાજા હું મૈ કોમકા, ઔર ઈંદ્ર મેરા નામ. એ રાગ)

રામચંદ્ર—કપીપતી તમો સાંભળોને, વચન હમારૂં આજ;
સુધ સીતાની લાવવી છે, કરો પેહેલું એ કાજ. ૧
જાશું પછે તે સ્થળે, જ્યાં હોયે જનકની બાળ;
લાવીશું ઘેર તેહને, કરી હરનારાનો કાળ. ૨

ગદ્ય—સુગ્રીવ હાથમાં સોનાનો ટકો ને પાનનું બીડું લેઇ બોલેછે.

(રાગ ઉપરનો)

સુગ્રીવ—ઉઠોનેકોઇ આ સમે, મહા યોધો હોયે જેહ;
સુધ્ય સીતાની લાવવાને, બીડું લ્યોને તેહ. ૩
વન પરવત સર સરીતા, સીંધુ વા હોયે રસાતાળ;
ગહન ગુફા ખોળી વળે, વળી સ્વર્ગ મૃત્યુ પાતાળ. ૪
એવો વીર હોય આ સમે, વળી કરી જાણે સંગ્રામ;
લ્યોને બીડું વેગથી જો હોયે મનમાં હામ. ૫

ગદ્ય—એવું સાંભળીને સરવે વાનરો નીચું જોઇ રહ્યા ને હનુમાનજી ઉઠીને રામચંદ્રને પગે લાગ્યા ને બીડું લીધું ને પછી બોલ્યા.

(રાગ ઉપરનો).

હનુમાન—રઘુવીર તમ પરતાપથી, હું લાવું સુધી આજ;
નીશાની આપો મને તો, થાયેરૂડું કાજ. ૬
જાઉં હું જ્યાં જ્યાનકી, હોય જે ઠામે આ વાર;
નીશ્યાની આપીને વળતો કહું હું સમાચાર. ૭

ગદ્ય—એવું સાંભળીને રામચંદ્રજીએ પોતાના હાથની વીંટી આપી તે લેઇને હનુમાનજી ગયા.

——o@o——

# अंक ३ जो.-प्रवेश १ लो.

સ્થળ લંકાં નગરમાં રાવણનો અસ્યોક બાગ.

પાત્ર.

સીતાજી, ત્રીજટા, હનુમાનજી, જંબુમાળી તથા યોધાયો, અક્ષય રાવણનો દીકરો તથા ઇંદ્રજીત રાવણનો દીકરો એ વીગેરે સર્વને ધુધસમા પરોઢીયાને સમે હનુમાનજી જઇને સીતાની પાસે પેલી વીંટી મુકીને પગે લાગ્યા એટલે સીતાજી ધ્યાનમાંથી જાગીને બોલ્યાં.

(રાગ સીતાજીના મહીનાનો.)

**સીતાજી**—હે મુદ્રીકા મારી માત સત્ય કહે મુજને;
જે આજે મારીપાસ લાવ્યું કોણ તુજને. ૧
કેમ પ્રાણપતીએ કહાડી તુંને નીજ કરથી;
કે તું આવી ખબર કહેવા કાજ પોતાના બળથી. ૨
કે શું પ્રાણનાથે લીધો જોગ ભોગ સૌ ત્યાગીયા;
કે પામી અંતરધ્યાન અવીનાશ સ્થાને ગીયા.
કે શું અસુરતણી છે માયા ભરમાવા મુજને;
કહે મુદ્રીકા મારી માય હું પુછુ છું તુજને. ૪
કેમ બોલતી નથી વાણ્ય મારી સાથે કયારની;
તુંતો આવી એકલી આંહ્ય કયાંથીરે અત્યારની. ૫
હવે મરવું મારે આહાર જીવીને શું કરૂં;
જાવું પ્રાણપતીની પાસ બીજે ભવ પણ વરૂં. ૬

ગદ્ય. એમ કહીને સીતાજી પોતાના ચોટલાના વાળનો ગળાફાંસો ઘાલેછે કે હનુમાનજી ત્યાં આવીને ઉભા રહ્યા ને કહેવા લાગ્યા.

(રાગ ઉપરનો.)

**હનુમાનજી**—સુણો માતાજી મારી વાત કહુંછું આ ઘડી;
એ તો મુદ્રીકા તમપાસ નથી આપે પડી. ૭

મુજને આપી મોકલીઓછે નાથે સુધી લેવા કારણે;
છે રૂશી મુખપર રઘુનાથ જાણીં હું વારણે. ૮
હરી છે ત્યાં આનંદમાંહે મૃકટ સેના સાથમાં;
મને મોકલીયોછે આંહી આપી વીંટી હાથમાં. ૯
માતા લાગીછે મુજને ભુખ અહાર જોઇએ અહીં;
થયા ત્રણ દીવસ મારી માત અન દીઠું નહીં. ૧૦

સીતાજી—બાપ જાને તું બાગનીમાંહે છે ફળફુલ ત્યાં ઘણું;
ખીલી રહ્યાછે પુષ્પ અપાર વીરા ત્યાં સોહામણાં. ૧૧
તેમાં જે પડયાં હોયે સોમ્ય ખાજો તમો સુખથી;
બાકી નવલેસો કોઇ ફળ તોડીને વૃક્ષથી. ૧૨

ગદ્ય—એવું સાંભળીને હનુમાનજી બાગમાં જઇને ઝાડ તોડીનાંખવા લાગ્યા ને પછી ફળને પૃથ્વીમાં પાડીને ખાવા બેઠા કે માળી આવ્યો. ને બાગ ઉજાડી નાખેલો જોઇને ત્યાંથી એકદમ જઇને ઘણાક યોધાયોને તેડી લાવ્યો તેમાં મુખ્ય (અક્ષય કુમાર) રાવણનો પુત્ર હતો. તે આવીને મનુમાનજીને કહેછે. અલ્યા વાંદરા તારૂં હવે નીશ્ચે આવી પોહોંચ્યું છે તેથી તને આ મતી સુજીછે. મહારાજાધીરાજનો બાગ તે ઉજાડયો માટે હે વાંદર તારૂં મૃત્યુક લેઇને હું અક્ષયકુમાર અહીયાં આવ્યો છું, ઉઠ ઉઠ શું બેશી રહ્યોછે. આવ્ય આવ્ય મારા હાથનું બળ તારા ઉપર અજમાવી જોઊં. તોપણ હનુમાનજી કાંઇ ગણકારતા નથી ને પોતે ફળ ખાધા કરેછે. પેલા લોકો બાણ મારેછે, તોપણ હનુમાનજી નથી ઉઠતા. છેવટ ફળ ખાઇને પછી બે ચારેક ઓડકાર ખાધા ને પછી એકદમ કુદકો મારીને અક્ષયકુમારને ઝાલીને બોલ્યા. અલ્યા તારૂં નામ અક્ષય તે હું કરૂંછું ક્ષય, તારો ટાળીનાખું ભય કરે દેવ સૌ જય જયઃ લે આ ગદા એમ કહીને બે ગદાઓ મારીને તેને મારી નાંખ્યો. ને પછી સર્વે સેન્યાનો નાસ કર્યો. ને થોડીવાર થઇ કે ઇંદ્રજીત આવીને ઉભો

રહ્યો તે પણ આવીને હનુમાનને બોલ્યો.

(થાવોને આવોને સર્વે લઢવાને તૈયાર. એ રાગ.)

ઇન્દ્રજીત—આવ્ય અલ્યા વાંદરા તું મારી સામો આવ્ય;
તને હણવાને માટે આવ્યો મારો દાવ.
બાગ મારો ભાગીયો તેં શ્યો કર્યો બનાવ;
જો હું તારો હમણાં પ્રાણ કહાડું પળમાં કપીરાવ.

(સુનરે કાલે દેવરે, અબ તું મેરી એક બાત.) એ રાગ.

હનુમાનજી—કોણછે અલ્યા ચોર સરીખા શુંછે તારૂં નામ.
મારી સાથે આજે તારે શું પડ્યુંછે કામ.
આવ્ય આવ્ય તું શું કરેછે આવ્યોછું હું આજ;
તમોને હણવા છે મારે કર્યુંછે કુડું કાજ.

ઇંદ્રજીત—ઉભો રહે મારી સામો તુંતો આણીવાર;
આ બાણે તારો હું તો કરીશ સંહાર.

ગદ્ય—એવું સુણીને હનુંમાનજીએ ઓચીતાંની તળપ મારીને ઇંદ્રજીતના રથ ઉપર પડયો કે રથ ભાગી ગયો. ને ઇંદ્રજીત પડી ગયો હનુમાનજી તેનાં લુગડાલત્તાં ફાડી નાખવા લાગ્યા ને તેનું સરીર દાંતે તથા નખે ઉઝરડવા લાગ્યા ને છેવટ તેની આંખ્યોમાં આંગળીયો ઘાલવા ગયા કે ઇંદ્રજીત નાસીને એક ભોયરામાં પેસી ગયો કે હનુમાનજીએ તે ભોયરાના મોહોઢે એક પથ્થર બેસારી દીધો ને પછી સર્વે જોધાઓને પુછડે બાંધી બાંધીને માર્યા તે ખબર લંકામાં ગઇ કે રાવણે બ્રહ્માને મોકલ્યા તેમણે (બ્રહ્માએ) આવીને હનુમાનની પ્રાર્થના કરી તે ની ચે મુજબ.

## છપ્પો.

જય જય હો કપીરાય, અજર અમર વપુ ધારી;
વજર સરીખી કાય, આજ મેં દીઠી તારી.
હે રૂદ્રા અવતાર, પાર દેખી પરવત ધારી.
શું કહું મારે મુખ આજ હું ગુણ વીસ્તારી;

અક્ષ હણ્યો અદપળ વીસે ઇંદ્રજીત હરાવીયો.
શ્રી સુધ કારણ હે કપી આંહી એકાએક આવીયો. ૧
અતુળીત બળ છો આપ, માપ નવ થાયે તમારૂં;
ધરીછે ભુમાં દેહ, રક્ષણ કરવાને હમારૂં.
કર્યા ગુરૂ શ્રી રામ, મળ્યા ત્યાં હરીહર આપે;
લેઇ બીડું નીજ હાથ, આવ્યાછો પુરણ પ્રતાપે.
હવે પધારો લંકમાં, વચન રૂદેમાં રાખજો;
બંધાઓ મુજ હાથથી, ત્યાં સભા વીસે બળ દાખજો. ૨
ગદ્ય—એમ કહીને બ્રહ્માએ બ્રહ્માસ્ત્રનું બાણ મુકયું કે હનુમાનજી બંધાયા ને પછી ઇંદ્રજીત વગેરે સર્વ નીકળ્યા ને હનુમાનજીને લંકામાં રાવણની સભામાં લાવ્યા.

——o❋o——

## પ્રવેશ ૨ જો.

સ્થળ રાજા રાવણની સભા.

પાત્ર.

રાવણ, ઇંદ્રજીત, તેના પ્રધાન, સભાજનો તથા હનુમાનજી.

રાવણના સામાં આવીને હનુમાનજીએ બંધન તોડી નાખ્યાં ને પછી તેના કરતાં સવાગજ ઊંચું આસન કરીને બેઠા.

**રાવણ કહેછે.**

(સુણરે કાલે દેવરે તુંમ સુણો હમારી બાત. એ રાગ)

**રાવણ**—કહે કપીતું કોણછે ને શું છે તારૂં નામ;
કોણે મોકલ્યો તું કેમ આવ્યો મરવા આને ઠામ. ૧
**હનુમાન**—શું બોલેછે મુખથી તું રાજા ગર્વ વચન;
મારવા ધારે મુજને તો ઉગાર્ય તારો તન. ૨
**રાવણ**—એતો નાનું છોકરૂં તે માર્યું જેને ઠાર;
હવે કપી હું તાહરો કાંઇ ઉતારીશ અહંકાર. ૩
**હનુમાન**—તું તે છે કોણ માત્રમાં અલ્યા સાંભળ્ય આને ઠામ;

ગર્વ મારો હરે એવો નથી વીના શ્રી રામ. ૪
રાવણ—સ્વામી ઉપાસીક સત્ય વચની છે તું વાનર કાય;
રામ આણ સાચું કહે તુજ મરણ તે કેમજ થાય. ૫
હનુમાન—હમો જાતીના વાંદરા હોય પુંછ માંહે જીવન;
તેને બાળે જો કદી તો પડે હમારૂં તન. ૬
રાવણ—હાજર હો કોઇ આ સમે તો ઉઠો આણીવાર;
પુંછ સળગાવો એહનું તમો થાવો તરત તૈયાર. ૭

અધ—એવું સાંભળી યોધાઓ ઉઠી હનુમાનને પુંછડે ગોદડાં તેલમાં બોળીને બાંધીને પછી લગાડવાને માંડ્યાં ને પછી હનુમાનજી ત્યાંથી ઉડચા ને રાવણના મહેલ બાળી મેલ્યા ને લંકા પછી કુટી બાળી. પછી સમુદ્રમાં જઇને પુંછડું ઓલવ્યું ને પછી સીતાજીની પાસે આવીને પગે લાગ્યા ત્યાં બ્રહ્માએ કાગળ લખીઆપ્યો તે લેઇને હનુમાનજી સમુદ્ર ઓળંગીને પાછા રામનીપાસે જાયછે.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ રૂશીમુખ પરવત.

પાત્ર—રામ, લક્ષમણ, સુગ્રીવ, અંગદ, નળ, નીલ, જાબુવાન, હનુંમાન, તથા બીજા વાંદરા વીગેરે.

(સુણરે કાળે દેવરે. એ રાગ)

હનમાનજી—મહારાજાજી સાંભળોને વચન કહું તે આજ;
હરી ગયોછે જાનકીને લંકાકેરો રાજ. ૧
લ્યોને પત્ર વીધીતણો તમો વાંચો આણી પ્રેમ;
અશોક બાગે જાનકીજી બીરાજ્યાં કુશળ ખેમ. ૨
રૂધીર માંસ સુકાઇ ગયુંછે કહું શું હું રઘુરાય;
તમને મળવા કારણે હું જાણું રાખી કાય. ૩
રામચંદ્ર.—કપીપતી તમો સાંભળોને હવે ન કરવી વાર;
જાવા કારણ આ વેળાએ સેના કરો તૈયાર. ૪
સુગ્રીવ—વાનર સર્વે સાંભળોને કહુંછું આનીવાર;
દગો કરશે રણ વીશે હું તેને મારીશ ઠાર. ૫
રાવણને જઇ મારશો ને લેવું લંકા ગામ;

કરે ઓટાઇ એ વીશે તેને પુછે શ્રી રામ. ૬
સત્ય વચન તમો માનજો જે બોલુંછું હું આપ;
ઓટાઇ કરો એ કાંમમાં તો બ્રહ્મહત્યાનું પાપ. ૭
વાંદરો—મહારાજાજી સાંભળો ને વચન હમારૂં આજ;
પડીએ જઇને નરકમાં જો કરીએ ખોટું કાજ. ૮
ગદ્ય—એવું સાંભળીને સર્વે આનંદ પામ્યા ને સેના ચાલી.

## प्रवेश ४ थो.

**સ્થળ. સુવેલું. સ્વેતબંધ રામેશ્વર. સમુદ્ર વીગેરે.**

રામ, લક્ષમ, સુગ્રીવ, હનુંમાન, અને વાનર સેન્યા વીગેરે.

(નકરલાલ દેવ ઘતરાં કે કલામ. એ રાગ).

**રામચંદ્ર**—કહોને હવેભાઇ કરવુંજ કેમ,
ઉપાય સમુદ્ર ઓળંગાય જેમ. ૧
જાવું લેઇ સેના સકળ આણીવાર,
કહો કેમ ઉતરાય સાગરપાર ૨
**સુગ્રીવ**—કહોને મહારાજ નીચીને આજ,
પ્રશન થઇને એ બતાવસે કાજ. ૩
તેથી પાર જઇશું સકળ સેન,
બાકી ન સુજે કાંઇ ઉપાય અન્ય. ૪

ગદ્ય—એવું સાંભળી રામચંદ્રજી સમુદ્રનું તપ કરવાને બેઠા ને પછી છેવટે અગનીબાણ એચીને સમુદ્રને સોસવાનો વીચાર કર્યો કે સમુદ્રે આવીને હાથ જોડીને કહ્યું.

(રાજા હું મેં કોંમકા ઓર ઇંદ્ર મેરા નામ એ રાહ.)

**સમુદ્ર**—માહારાજાજી ક્ષમા કરોને હું છું તમારો બાળ;
કામ કહોતે હું કરૂં તમે છો જગત પ્રતિપાળ. ૧
**રામચંદ્ર**—સાંભળ સાગર વીનતીતું મારી એકજ આજ;
લંકાંમાં જાવુંછે માટે કરવું કેવું કાજ. ૨
**સમુદ્ર**—નળ વાનરની પાસે તમો બંધાવોને પાગ;
તે પરથી તમો સેના લેઇને ઉતરજો મહારાજ. ૩
**રામચંદ્ર**—નળ વાંનર તમો સાંભળો કહું વચન એક;
પાગ બાંધવી સમુદ્ર વીશે કરીને મહાવીવેક. ૪

વાંદર સર્વે લાવશે કાંઇ પથ્થર જોઇએ તેહ;
વાર કરો નહીં વીર હવે કામ કરોને એહ. ૫

ગદ્ય—એવું સુણીને વાનરો પથ્થર લેવા ગયા ને નળ પાગ બાંધવા માંડેછે તે સંપુર્ણ પાગ બાંધીને રામચંદ્રને કહેછે.

(રાગ ઉપરનો.)

**નળ.**—મહારાજાજી સાંભળોને પુરણ થઇછે પાગ;
સેના લેઇને ચાલીએ હવે વેગે શ્રી મહાભાગ. ૫

**રામચંદ્ર**—ઉઠોને સર્વે આસમ ભાઇ સત્વર થઇને યોધ;
લંકા ગઢમાં પરવરો ઉતરી સાગર અવીરોધ. ૬
આ સીવને નમી કરીને ચાલો આણીવાર;
પડાવ જઇને નાંખવો છે સુવેલુ મોઝાર. ૭

ગદ્ય—એવું સુણીને સર્વે જોધ્ધા ઉઠીને ચાલ્યા ને રામને હનુમાને ખભે લીધા ને લક્ષમણને અંગદે ખભે લીધા ને સેના ચાલી તે થોડીવારે સુવેલુએ આવીને ઉતર્યા.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ સુવેલુ તથા રણભોમી.

**પાત્ર**—રામ, લક્ષમણ, વાનરો સર્વ, રાવણને ઇંદ્રજીત તથા રાક્ષસોનું સેન.

ગદ્ય—રામચંદ્ર જે ઠેકાણે સભા કરીને સુવેલુએ બેઠાછે તે ઠેકાણે રાવણ સેન લેઇને આવ્યો ને પછી યુધનો આરંભ થયો.

(ચાલોને ચાલો સર્વ લઢવાને આવાર. એ રાગ.)

**રાવણ**—દોડોને દોડો સર્વે યોધા તમ ધાવો,
નરને વાનરો તેને વેણી વેણી આવો.
દોડોને દોડોને. સર્વે યોધા તમ ધાવો. ટેક.
આપણ સર્વે જીતી ધરતા, અહીંયાં આવશે રામ.
ઘણી સેન્ના ભળવી છે થસે મહાસંગ્રામ. દોડોને. ૧
તેતો સર્વે સેન જોયું નજરે જોયો રામ,
ઘણે દહાડે ભક્ષ લેઇ આવ્યો આણે ઠામ. દોડોને. ૨
ગદા, ગુર્જર, તિર તરકસો ભાલાને તરવાર,
સાંગ્યો ને મુદગળો લેઇને ધાવોને તપથાર. દોડોને. ૩

ગદ્ય—એવું સાંભળીને તમામ યોધાઓ રામચંદ્રના સૈન ઉપર તુટી પડયા કે વાનરોનું સૈન પણ તુટી પડયું ને મોટા હોકારા ને હુકાહુક થઇ રહ્યું ને મહા સંગ્રામ થયો છેવટ રામનું સૈન જીત્યું ને રાવણનું સૈન મુરછા ખાઇને પડયું. એટલે રાવણને રામને અને લક્ષમણ ને ઇંદ્રજીતનું યુધ થયું તેની વીગત.

**રાવણ**—અલ્યા હે તપસ્વી તારો કાળ આવ્યો છે એમ જાણજે હું તને હવેથી ફરીથી અયોધા જવા દેવાનો નથી. તે તું તારા મનના વોસે પાછી ખાતરી રાખજે.

**રામચંદ્ર**—અલ્યા હે દુષ્ટ તું જેમ કુતરૂં આવીને ઘરમાંથી રોટલો લઇ જાય તેમ સીતાને લઇ આવ્યો છે. માટે હવે તારો કાળ કરવાને હમો અહીયાં આ-વ્યા છીયે.

**રાવણ**—અલ્યા કાળ કરવાને તું શું આવ્યોછે કાળ કરા-વાને આવ્યોછે.

**રામચંદ્ર**—હે ચોર તું શું મોહું લઇને સંતાઇ રહ્યો હતો. બળવાનને ખોતો નહોતો તો ઘણા દીવસે હમો તારો ચોરનો મારગ ખોળીને આવ્યા છીયે તે તું નક્કી જાણજે.

**રાવણ**—અલ્યા તું મને ચોર કહેછે જો હું ચોર હોઉં તો તારા સામો યુદ્ધને માટે આવું નહી, હું તો તારો ને તારી સેનાનો અહાર કરવાનો છું.

**રામચંદ્ર**—અલ્યા અહાર કરવાને કહેછે એ તું શું બોલેછે. મારોને મારી સૈન્નાનો તો ઘણી વાત છે. પણ એક મા રા યોધાને તો તું અડીજો. એમ કહીને હનુમાનને સા ન કરી કે હનુંમાને તેનો રથબથ ભાગી નાખ્યો ને તે ને ભોંયભેગો કરી નાખ્યો ને પછી રાવણ બીજે રથે બેસીને તૈયાર થયો. પછી સામા સામી બાણો મારવા લાગ્યા. રામ ને રાવણ. ને લક્ષમણ ને ઇંદ્રજીત. બંનેને લડતાં લડતાં સર્વે રાવણની સેન્યા ને ઇંદ્રજીત સુધા મરણ પામ્યું ને પછી રામચંદ્ર સુવેલુએ સભા કરીને બેઠા ને પછી બોભીશણની સાથે બોલ્યા.

રાજા હું મેં કૈમકા ઔર સુંદર મેરા નામ એ રાગ.)

**રામ**—લંકાપતી તમો સાંભળોને વચન કહું તે આજ;
અવતાર કારણ માહરાનું પુરણ થયું હવે કાજ. ૧
લાવો અહીયા જાનકીને નવ લગાડો વાર;
ગીત વીગ્રહ થયું માહરૂં હવે જવું અવધ મોઝાર. ૨
માટે સર્વે સંચરોને તમો નગરમાં આજ;
લક્ષમણ વનર સહીત પ્રથમ લંકાપુર રહો રાજ. ૩
રાજ ગાદીએ જઇને બેસો છોડો દેવના બંધ;
સર્વે નીજ દ્વારે મોકલો રચો એ જઇ સબંધ. ૪
પછવાડેથી જ્યાંનકીને લાવો આને ઠાર;
ઉઠોને સૌ આ સમે તમો નવ લગાડો વાર. ૫

ગદ્ય—એવું સાંભળીને સુખાસનમાં બેસારીને મંદોદરી તથા ત્રીજટા વગેરે સ્ત્રીયોસહીત રામની પાસે લાવ્યા ને જયજયકાર થઈ રહ્યો. ને પછી રામચંદ્રવીભીશણની સાથે બોલ્યા.

(રાગ ઓખાહરણનો.)

રહો લંકાવાસે તમો આજ, કરો રૂડી રીતથી રાજ;
હમો ચાલશું આણીવાર, લેઈ સંઘે સીતા નીરધાર. ૧
વળી બોલાવીશ કોઇ દીન, તમો ધીરજ ધરજો મન;
હું તમથી અળગો નથી, સત્ય વચન માનો સર્વથી. ૨

**વીભીશણ**—ભલેપધારોનેમહારાજ, વળીકહેજોહું સરખુ કાજ
હું છું દીન તમારો દાસ, સદા રાખજો ચરણ નીવાસ.

ગદ્ય—એમ કહીને વીભીશણ ભગવાનને ચરણેનમ્યા ને પછી વૈમાન આવ્યું કે વાભીશણ લંકાભણી ચલ્યા ને રામચંદ્ર અયોધાને મારગે ચાલ્યા.

દોહરો.

સાબર તીરે સૌ સુણો, છે કવીનો વીશ્રામ;
પેથાપુર પ્રખ્યાત છે, કહે કવી કાશીરામ.



# જાહેર ખબર.

—o✻o—

આ ચોપડી અમારે ત્યાંથી તથા નીચે લખેલે ઠેકાણેથી મળશે.

વીરમગામ—બુ. મુળશંકર લલુભાઈ

વઢવાણ—બુકશે. પ્રાણશંકર રામજી તથા રામા નાનજી

લીંબડી—પુરસોતમ કાનજી ગાંધી.

[illegible]—કપુરચંદ ભવાન તથા જયાશંકર હીરજી તથા
માધવજી મુળજી

ભાવનગર—અબદુલ હુસેન આદમજી

રાજકોટ—લખમીચંદ ઉત્તમચંદ

મુંબાઈ—અમરતલાલ કાળીદાસ તથા બાળકૃષ્ણ લક્ષમણ.

ધ્રાંગધરા—નરશી જીવા

પાલણપુર—ઉજમશી તલકચંદ

નવસારી—બુકસેલર તુળજારામ કાનજી

વડોદરા—બુકસેલર રણછોડ મોતી

ડાકોર—બુકસેલર ત્રીભોવનદાસ રણછોડદાસ

**બુકશેલર માહાદેવ રામચંદ્ર.**

ઠે. અમદાવાદ ત્રણ દરવાજા નજીક હોજની સામે